



# ઝલાનો ઓથમીર

અથવા

# ગામડીયો ગમાર.

કી. ૦-૪-૦



તૈયાર છે　　　　　　　　　　　　　　　　　　　　　　તૈયાર છે

સુંદર દશ ચિત્રો સાથે

# ચતુર સુંદર સ્ત્રી વિલાસ

અથવા

# મનહર સરસ ગરબાવળી.

—:O:—

સારા ઉંચા ગ્લેઝ કાગળ, સુંદર પ્રીન્ટીંગ તથા સુંદર અને રૂપક ફોટાઓ સહિત આ ગરબાવળી પહેલવહેલીજ બહાર પડી છે આજ સુધી આ નાનાવિધ ગરબાવળીઓ ઘણી છપાઇ ચુકી છે પરંતુ આવી ગરબાવળી કોઇએ બહાર પાડી નથી જેના અંદર "સીતા વનવાસ" "નળ દમયંતી વિયોગ" "શિવ ભીલડી સંવાદ" "સત્યભામાનું રૂષણું" દાણ લીલા, લગનના ગાણામાં સારા ગીતો ગરબાઓ વગેરે વગેરેનો સંગ્રહ કર્યો છે જેને એક વાર જોવાથી ખાત્રી થશે.

પૃષ્ઠ આશરે ૧૭૦ પાકું કાર્ડ બોર્ડ પટીના પુઠા સહિત

છતાં કીં. ૧-૪-૦ વી. પી. ખરચ જુદું.

# હમારા તરફથી પ્રગટ થએલા પુસ્તકોની યાદી.



| | |
|---|---|
| ગુજરાતી ગાયનમાળા ભા. ૧ આવૃત્તિ ૨ જી | ૦–૬–૦ |
| ગુજરાતી ગાયનમાળા ભા. ૨ ,, ,, | ૦–૬–૦ |
| ગુજરાતી ગાયનમાળા ભા ૩ ,, ૧ લી | ૦–૬–૦ |
| ગુજરાતી ગાયનમાળા ભા ૪ ,, ,, | ૦–૬–૦ |
| ગુજરાતી ભજન સાગર આવૃત્તિ ૨ જી | ૦–૮–૦ |
| મનરંજન ગાયન સંગ્રહ | ૦–૪–૦ |
| કળીયુગની દ્રૌપદી યાને પંદર પતિએ પતીવ્રતા સતિ | ૦–૪–૦ |
| લાલ હીરા અથવા ભાગ્યહીન બહેનિની (સચિત્ર) | ૦–૬–૦ |
| હિન્દ-કીર્તન (સચિત્ર) આવૃત્તિ ૨ જી | ૬–૦૦ |
| સ્વરાજ કીર્તન | ૦–૨–૦ |
| અદ્ભુતી શરીરબળ અથવા વહેમનું વમળ (સચિત્ર) | ૦–૬–૦ |

શ્રી ૧।.

શ્રી ગણેશાય નમઃ

# ગામડીયો ગમાર.

## ભાગ ૧ લો.

### પ્રકરણ ૧ લું.

**અહ! અમે તો જરૂર મમ્મઇ જઇશું ?**

સુરત બંદરની પાસે બારડોલી તાલુકાના મોતા ગામમાં, ધનાભાઇ કરીને એક કણબી રહેતો હતો. ગામના સૌ લોક તેને ધના પટેલ કહી બોલાવતા. ધનાપટેલ ઉમરે ત્રીશ વર્ષના, બાંધી દડીના શરીર વાળા એક કદાવર જુવાન હતા. સંતનીમાં આપણા ધનાભાઇને એક પુત્ર, અને એક પુત્રી હતાં. પુત્રને સૌ કોઇ દીઆળના નામથી બોલાવતા, અને પુત્રીને અરખીના નામથી ઓળખતા દીઆળની ઉમ્મર સાત થી આઠ વર્ષની હતી, અને અરખી ૨।? વર્ષની

હતી. બન્ને બાળકોની માતાનું નામ જમના હતું. જેને ગામલોક તરફથી પટલણનો ખેતાબ આપવામાં આવ્યો હતો. જેથી ગામના નાના મોટા સૌ તેને પટલણ કહીનેજ બોલાવતા. જમના પટલણની ઉમર સત્તાવીશથી અઠ્ઠાવીશ વર્ષની હતી, શરીર જરા શ્યામ, પણ ચ્હેરો દેખાડવો હતો. વળી ગામડીયો સંસાર ગબડાવવાની બુદ્ધી સારી હતી. જેથી તેઓ આખા ગામમાં પંકાઇ રહયાં હતાં. ધનાપટેલ બાપુકો ધંધો ધમધોકાર ચલાવી રહયા હતા. તેમ તે ચલાવવા તેઓની પાસે સાધન પણ પુરતું હતું. ધનાભાઇ પાસે પોણોશોથી સો વીઘા સુધી બાપોતી જમીન, ચાર જોડ સારા મજબુત બળદો અને ગાયો ભેંસોનો સારો જથો હતો તેમજ નોકર ચાકર વીગેરેનો પણ સારો જોગ હતો.

આપણા ધનાભાઈ ગામડીયા ગામના પ્રમાણમાં બહુ સારી સ્થીતીવાળા તરીકે પોતાના ગામમાં પંકાઈ રહ્યા હતા. ફકત અફસોસ અને ગમગીનીની વાત તો એજ છે કે બિચારાને બુદ્ધિ સાથે બારમા ચંદ્રમાનો જોગ હતો. પોતે બુદ્ધિમાં બુડથલ, દેખાવે

બાહુક જેવા બીહામણા, ક્ષધર પથર ? ગમારનો પહેલો નંબર ધરાવતા. તેઓએ તેમની આ ત્રીસ વર્ષની જીંદગીમાં મુસાફરી કરી હશે ? તો ફક્ત મોતાથી બારડોલી સુધીજ ? તે પણ વળી કદી કોઈ કાર્યનો પ્રસંગ આવે તો વર્ષે બે વર્ષે એકાદ વખત આપણા ધનાભાઈ બારડોલી જાય ત્યાંથી પણ ભડકી ! ભડકી ! અડધા થઈ વીલે મોઢે ઘેર આવે, અને જમના પટલણ પાસે આંસુ લુછાવે. આટલી બધી બુદ્ધીની બલી હારી છે છતાં ધન્યવાદ તો આપણા ધનાભાઈને એજ આપવાનો છે કે પોતે જડ ! જકક ! અને આપમત કરવાના કામમાં એક એકકો કહેવરાવી રહ્યા છે.

આ મુડયલ ! અમુચકના હાથમાં જો સંસારની લગામ આવી હોત તો ધનાભાઈએ ક્યારનું એ ઘણા એનમા બનાવી દીધું હોત. પરંતુ દૈવયોગે, પુર્વના સંયોગે પટલણ સારા મળ્યા હતા એટલે ધનાભાઈની ધમાલ ધમધોકાર ચાલી રહી હતી.

જમના પટલણ સ્વભાવે શાંત, વિવેકી, અને વિચારશીલ, મતલબ જેટલા બુદ્ધીશાળી અને એની વાડીના કાર્યમાં કુશળ હતા. એટલે ધનાભાઈનું ગાડું ધમધમાટ ચાલી રહ્યું હતું.

દીઆળ નિશાળે ભણવા જતો અને અરખી માતાની મીઠી નજર તળે બેસવા-કુદવાનો ધંધો કરતી

એ પ્રમાણે આપણા ધનાભાઇનું નાનકડું કુટુંબ મોતા ગામમાં મોજ કરી રહ્યું છે, એવામાં અચાનક ભાગ્યદેવી આડી ઉતરી બિચારી જમના પટલાણુ નો સુખ સુર્ય વિપદ વાદળમાં સપડાયો.

એક દીવસ રાત્રે સાડાનવેકને સુમારે આપણા ધનાભાઇ પરસાળમાં ચોરા ઉપર ઢાળેલા ઢોલીઆપર બેઠા બેઠા મોટો રણસીંગડા જેવડો બીડો મોઢામાં ઘાલી ધુમાડાના ગોટેગોટ ઉડાવી રહ્યા છે. બાજુમાં બીજા ઢોલીયાપર બેઠા બેઠા જમના પટલાણુ તપખીર ના સબડકા તાણી રહ્યા છે. દીઆળ અને અરખી માતાની ગોદમાં ભરાઇ ઘસઘસાટ ઉંઘી રહ્યા છે, પટેલે બીડો મોઢામાંથી કાઢી હાથમાં ઉભો ઝાલી ટકોરો કર્યો?

પટેલ—હં ! મકુ ! હાંભરો કે ?

પટલાણુ—હં ! અં ! ઓરે ! તીંઆરે કંઇ બેરા ? બેરા છીએ હું ?

પટેલે—એમ છે ! તીઆરે જો હાંભળ ! હં ! તો અવે મમ્મઈ જવાનો ! હું છમજી.

પટલણ—હેં ? હું કયું ! મુમ્મઈ ? જવાદો ! જવાદો ! છાનામાના એ મુમ્મઈ ? મુમ્બઈમાં આપડે હારૂં ! હું કામ છે ! એ છછરીના ? મુમ્બઈના વેહની-તમને કાં ખબર છે ? હતો હારૂં બનએછતું આવે તીને મુમ્બઈ ! બીજાને તો હારી મુછીબત ?

પટેલ—મુછીબત વરી હાની ? આપડો ગોપાદાઓ તંઈ છેની ! છું છમજી ?

પટલણ—તે ગોપારની વહુએજ મને વાત કરીં કે કાકીજી ! બહારૂ હારૂ મુમ્બઈ ! હારૂ કઈની હારૂ ! ગોજુ ! ગોજુ ! ને મંદુગાર ! હારૂ નાલ્લી ! નાલ્લી ! કોથરીઓમાં રેવાનું ! રાંધણી પણુ તૈંજ ! ને નાવણી પણુ તૈંજ ને હારૂ ! હુવાનુ પણુ તૈંજ ! હારૂં અકરઈ ? ને ગુંગરઈ જવાય ! મુવું એ મુમ્બઈ ! આપડે નઈ જઈએ બા ! વરી તમને ખબર છે ? હારૂ ! મુમ્બઈ ગામમાં વાડાનું તો નામજ નીમલે ! ને કુવો તો કેથો કોઈ ઘરમહરા ! બરમહરામાં ઓય તીયારે બાકી તો બંબામાંથી ડુચુક ! ડુચુક ! કબાકખણ પાણી આવે !

તીમાંથી હંધાએ ભરી લેવાનું ! એ હારી મુછીબત ની ! તીઆરે હું ?

પટેલ—જા, જા. હારી ગાંડી, એવું તે હોય ! મમ્મઇ, એ તો બઉ મમ્મઇજ છે. હેલા માસ્તરને તે આજેજ મેં નુઉ પેપર હાભરૂં, બઉ મમ્મઇ જોયું નથી. તેની હારની જીંદગી રદ છે. છું હમજે. આપડે પણ હવે તો નીછય કઇરૂ કે બઉ મમ્મઇ જવુંજ !

પટલણ—નીછય તો કઅરિ, પણ એ બેલ બોરો. આપણને પસંદ નથી. હારૂ, એકતો તમારો છભાવ ઓર્ખાયો ? વરી કોઇ દીવહ ! મોતા ગામના પાદર બાર નીકરેલા નઇ, ને આમ ફુસ, મુસ, ને બુસ, મુમ્બઇ જવા તીઆર થાઓ, એ હાર ગમાર જેવું નહતો બીજું હું.

પટેલ—હાહરી ? તું તો બરૂ ડાઇ થેઇ ગઇને હું ? હારી રિં મમ્મઇ જવા નીકયરો, તીઆરે કેતી છે ? ગમાર જેવું ? હારીને વીઆણ જવું હોયતો ઝટ ચાલવા માંડે. આ બેનો ઇનછાપ ? આ હાભરવું હોયતો હાંભરી લે. આપડે તો જરૂર મમ્મઇ જઇછુ ? હું હમજે ?

એ પ્રમાણે ટપોટપી આપણા ધનાભાઇની પર સાળમાં ચાલી રહી છે. એવામાં અચાનક બારણું ખખડયું અને એક બાવીશ વર્ષને જુવાન કેમ ? પટોલકાકા ? કરતો અંદર ઘુસ્યો.

આવરે મોર્યા ? મોરીયા અતીયારે કાંથી ભૂલો પઇડા.

મોરીયો—અરે ! નહીરે પટેલકાકા. એતો જરા છનીઆ દુબરાને તેં ગએલો. પાછા કરતા તમારી પર હાળમાં દીવો બરતો જેયો. હારૂ વીચાર કઇરો કે ચાલો જરા પટોલકાકાને છલામ ભરી આવીએ ?

પટેલ--મારો હા...રો, પાકો ઉછતાદ, ખરા ટાંકણાછર આવી પોંહચ્યો, ઠીક. તઇને હાબર પોર્યા મોરીઆ, અત્રે તો હુંઆ તારા પટોલકાકા મમ્મઇ જવાના, છુ છમજો.

મોરીઓ—જાઓ, જાઓ, પટોલ કાકા, ગરીબ માનુછની મહકરી હું કરતા ઓહો, તમારે વરી હું દુખ છે, કે મમ્મઇ જાઓ.

પટેલ—હત છછરા, ગધેડા, હારા જીને દુખ ઓય, તેજ મમ્મઇ જતા ઓહે-કેમ, છછરો, હજામ

બાઈ, હારે, મમ્મદ, નાટાલ, ઘનુબાગ બધે ફરી આઇવો પણ હારે તીવોને તીવોજ. જો છાંબર, આવિ તને છેલ્લાજ છન્દો કવિ છું, ગઇ આપડે તો અવે જરૂર મમ્મદ જવાના. શું છમને

મોરીઓ—તમે કીયું તે અક્કરે અક્કર છમજો પણ એ કાકા આ કાકી કેમ આમ ફિકાક થઇને બેઠા છે.

પટેલ- એ હારી મમ્મદનીજ મોંકણ તો, એ કે નથી જવું ને મારે ગઇ જવું, શું છમજે ?

પરલણ—તમારે નો ગઇ જવું. કે કાંઇ બીક ફીકર. કઇઆરીનાં જાન ની મલે ને બિચારા મમ્મદ જવા નીકરિા છે.

છમજાવ, છમજાવ, હારા, મોરીઆ, તારા કાકાને મુમ્મદ જેવા મોટા ગામમાં ગમાર જેવા ક્યાંક ગોથા ખાઇ જશે.

મોરીઓ—હાબ્રુ કે કાકા, આ કાકી શું કેતી છે. ગમાર જેવા. તે હારી વાતે હાચી, એવા મોટા ગામમાં તમને અકરામણ થીઆ વગર નો રેજ નહિ

પટેલ—હત હરામખોર? હારા મુરખ કેથ્યેનો? હહરા? તું પણ બઇરા કે ને હાચુ માનતો છે. આઠ દાડા જોવા છીએ તેમાં હું અકરામણ થવાની હતી. હારૂ, જરા ફરી આવીહું, હેલ કરી આવીહું.

મોરીયો—હેલ તો ખરી, પણ એ હારો જરા વેહ વહમો તો ખરો, તમે મોતા ગામ મુકી બાર ની નીકરેલા ને એકદમ હચ, મૂચ, ને ભુછદેતેકને મમ્મઇ જવા નીકરી પડો, તે હારૂં વખતે ભડકી? ભડકી જાઓ તીઆરે હું વેહ થાય. કેમ કાકી બોહલા નઇ, જરા ટાપછી પૂરો.

પરક્ષણ—હોવે, જોની મોરીયા આવી ગાંડી ઘેલી વાતો કરે છે, એ બિચારા મુમ્મઇના છપાટામાં ઉડી જાય કે નહિ. કે, જોઉં, મોરીયા ઉડી જાય કે નહિ.

મોરીયો—અરે બાઇ તોબા કરો કાકી, એમના તેં તે હું બાર કાઇડા, એ હાઇ, મમ્મઇ જવું તે રમત બમત છે હું. નીરે બાઇની. આપડી ધાનતો કઇ બેછતી નથી. એ...છમજો. પટેલ કાકા સમજી જાઓ.-મુમ્મઇ જવાનું રેવા દો. આલો મારી હાથે કાલે હુરત જુઓ તો ખરા છેલ.

પટેલ—અરે ચલરે, અજામભાઈ. તારા સુરત ની એઠી, તૈઠી. છાતવાર. હું છમકો.

**!!બચ અમે તો જરૂર [illegible]મઈ જઈહું!!**

આપણા ધનાભાઇના છેલ્લા કડાકાની સાથે બિચારો મોરીયો હજામતો ચુપચુપ પસાર થઇ ગયો. જમના પલટણ પણ ધમોધમ બાગ્યા ટાંકી, દીવો ધમાએનમાઃ કરી ઢોલીયા ઉપર મૂંગે મોઢે સુઈ ગયા. તેઓ પોતે પણ ગુસ્સામાં ગુસ્સામાં નિદ્રા દેવીને આધિન થયા.

---

# પ્રકરણ બીજું.

## છાબાછ! માછતર છાએબ છાબાછ!

પ્રિય વાંચક, થયું બીજા દીવસનું પ્રભાત અને આવી બિચારી જમના પટલણની કમબખ્તી આપણી જમના પટલણ દાતણ આદી સ્નાન સંધ્યા કરી, ઢોરો વીગેરેની વ્યવસ્થાથી પરવાર્યા, ત્યારે આશરે આઠેકને સુમારે આપણા ધનાભાઇ આળસ મરડી પથારીમાં બેઠા થયા, તંબાકુ પાત્રાનો ટોપલો ખોળા માં લઇ, ખાસ્સો મઝાનો આંગળ આઠેક લાંબો અને એક ઇંચ જાડો બીડો બનાવ્યો ઉપર દેવતાનો અંગારો મુકી સળગાવ્યો ધુમાડાના ગોટા ઉડાવતા ધનાભાઇ પાદરે જવા ઉપડયા.

અહિં જમના પટલણે દાતણ વીગેરેની સ[illegible]ડ કરી એટલામાં તો પટેલ આવી પહોંચ્યા દાતણ મોઢામાં નાખી મોઢું ઝોડું ચાવી બે લસરકા આમ, બે લસરકા તેમ લગાવી લઇ [illegible]ડયા કરી ફેકી માર્યા. મોઢું ધોઇ બોલી ઉઠયા.

ધનાભાઈ—કેમરે, પટલણ, પછી મમ્મઈનો હું વિચાર કઈરો.

પટલણ—અંઇરૂ મુંમ્મઇ, ને મુવો તમારો વિચાર. હારા તમે તો દાડે દાડે છેક ગાંડા થતા જતા છેઓ. તો શું નીતો, એછોની છાના માના, નીતો કંઈનું કંઈ થઇ એચ્છે?

ધનાભાઈ—હારી રાંડી કે હું, હહરી, તું હું કેતી છે, જા અઇ જવાના, અમે તો આજે છાંજેજ મમ્મઈ જવાના, શું છમજી.

પટલણ—હેં, શું ક્યું, આજે છાંજે.

ધનાભાઇ—? હોવે, આજે છાંજે, છે કંઇ છવાલ બોલી દે જોઉં. તુ શું કેવા માંગતી છે.

પટલણ—હારા તમે ને કંઇ ચકડોર જેવા છેઓ કે શું, જડલા જેવા. હારા કંઇ છમજો નઇને મામા હું ફેડાવીઆ કરતાં છેઓ.

ધનાભાઇ—એ હહરી છમજની પૂછડી, છીધો જવાબ નીઆલે ને હારી બકબક હું કરતી છે, બઇ અવે ખલાછ, શું છમજી, આજ છાજના જયા વીના કોણ હારો રીઓ છે, બોલ હું કેતી છે.

પટલણુ—થાકી બાપ હું તો તમારાથી, હવે તો બે હાથ જોડી કેમ છું જે છમજો, માથાની ફોડા વીઆ કરો, હું તમારે પગે પડું.

ધનાભાઇ—તો હારી હિંકા કમ છેમ! તું હહરી મારે પગે પડે! તો હું આખોને આખો તારે માથે પડું એમ છું! છું છમજી!

પટલણ—કપાર તમારૂં, હારા રોંચડા જેવા?

ધનાભાઇ—હહરી! ફીયાર ફીયારની છતાવીઆ કરે ને તારા બાપનું કંઇ ખાધું છે હું? તે હહરો મારી પાછે કંઇ માંગતો બાંગતો છે હું. હારી—અમ ભેઠી ઝાલીને અફારીજ લાખા?

આ પ્રમાણે પ્રભાતના પહોરમાં આપણા ધનાભાઇને બુમો પાડતા સાંભળી તેઓના કેશવભાઈ આવી પહોંચ્યા પટલણુ ત્યાંથી ખસી રાંધણી તરફ ગયાં. ધનાભાઇએ કેશવભાઇને આવકાર કરી બેસાડયાં.

કેશવભાઈ કોણ છે? ને આપણે અત્રે ખુલાસો કરવો જોઇએ. કેશવભાઇ ધનાભાઈના સગાભાઈ થાએ છે. પરસોતમ પટેલે પોતાના મૃત્યુ વખતે બન્ને છોકરાઓના હીસ્સા જુદા કરી આપ્યા હતા

જેથી તેઓના મરણુ બાદ કેશવભાઈ અને ધના બાઇ પોત પોતાના કુટુંબોનો જુદોજ; વહેવાર ચલા વતા આપણા કેશવભાઇએ બેસતાની સાથેજ રોદુ બંધ સવાલ કર્યો. !

કેશવભાઇ—કેમરે ? અઇસા ધનીયા? ફીઆર ફીઆરનો હું બખારા લાખીઆ કરતો છે ?

ધનાભાઇ—કંઇ નઇરે કેછવભાય, એતો હારૂ અમછતુ છેજ? મેં હારાએ આજે છાંજે મમ્મઇ જવાનો વીચાર કહરો, ઘરમાંથી હારી ના કેતી છે? આપણો સવભાવ જરા ગરમ ! અને તાઉછ રીએલો ! એટલે હારી તકરાર થઈ ગઈ? હું છમજ્યા ?

કેશવભાઈ—ઓપ—તારી હાયને......ઉં ? મારો છ—છ—રો...તું તો કઈ કંઇ મનશુબા ઉડાવતો દેહું નેહું ? હારો ગમાર, તારે વરી તેં હું કામ છે હહરા ગયેડા ?

ધનાભાઇ—અરે હૅલ કરવા છતોછેમ? હૅલ કરવા ! હું છમજ્યો ! કેછવભાઇ એ તો હારી છેય નાગને માથે ખીલી ઠોકઇ મઇ ! ધનાભાઇ આજે છાંજે મમ્મઈ જવાના, હું છમજ્યા.

કેશવભાઈ—કપાળ હહરા તારૂ હારા એમ ઉંચ મૂચ ને ભૂચ તે વરી મુમ્બઇ જવાતું ઓહે કે આપડા ગોપારને કાગર લખ પછી જાનીતો એવડા મોટા ગામમાં કંઇ આથડહે હાહરા બેઠની છાનો માનો ? એ દીવછ રેઇને ગીયા.

ધનાબાઈ—છીરં પટકી મરી જાઓ તો હું થયુ અવે આ ધનાબાઇ છબ્દ ફેરવે ! અરે હું વાત કરો છો હાર પરથમીમાં છેહજ અંધારૂ વરી ગીયું કે હું ! અજુ જાણુતાની ઓવ કે ધનાબાઈ તો ધારહે તેજ કરહે, હું છમજા.

કેશવભાઇ—હમજા મારા દાદા હંધુએ હમજા હારો જડહા જેસો નાહલા પોર્યાની પેઠે જક્ક લે છે ! તે છોડતોજ નથી. હારા ખુબ યાદ રાખજે કે હેલા જક્રી પાડા જેવી ગત થવાની છે.

ધનાબાઇ—જે ઇછવરે ધારીઓહે તે થહે ? ખી ગીયા હું ? કેછવભાઈ? એતો માથા મુકવાના કામ છે, છીર જાય કે લાબછી ખાય

કેશવભાઇ—કટોલા ખાય તીઆરે ! હારા વરી ઉંધુ કરે તો ઉંધુજ થાય.

એ પ્રમાણે બન્ને બાઇઓની તડાતડી ચાલી રહી છે. એવામાં રાંધણીમાં પુસેલા પટલણુ હાથમાં ચાના બે કપ લઇ બ્હાર આવ્યા. બન્ને બાઇઓ પાસે એક ગોઠવી દુર ખસી ઉભા રહયા. કેશવબાઇએ કપમાંથી થોડી ચા રકાબીમાં કાઢી ઠંડી થવા મુકી સવાલ કર્યો.

કેશવબાઇ—જમના? આ હારો? ખનો વરી હું કેનો છે? હરરે! આજે હાંજે મમ્બઇ જવા વીચાર કરેને પું?

પટલણુ—બોવે? મોટાબાઇ જુવોને? કાંજ છાંજના એમંજ માથા ફોડાવીયા કરતા છુ? ઉતો હારી હમજાવી હમજાવી થાકી? એમની ચીઆનમાંજ ની ઉનરતુ! ઉં હારી કેતી છેમ જે તમે ગેપારબાઇને ડાગર લેઓ! પછી જાઓ તો તે તમને છામો લેવા આવે. નીતો એવડા મોટા ગામમાં હમને પું હમજ પડે? કાં? જોઇ? મોટાબાઇ? હું હમજ પડે?

કેશવબાઇ—કેપર હહરાનુ? હારો બબુચક જેવો છે? હારો જડભા જેવો છમજે નઇને

છરેઈ મારવા જતો છો હારા હમજને ? આ બધા કેતા છે તે તારા મનને ઘાછ કાપતા છે હું ?

ધનાબાઇ—હંધાએ ઘાછ કાપો કે જુવાર હારો ? જોએતો વાલ વાડો ? તેની હાથે મારે છું છંબંધ ? બછ બંદા તો આજે હાંજેજ રૂપડી જવાના ! છું હમજ્યા !

એ પ્રમાણે ધનાબાઇની ધમાલ ચાલી રહી છે એટલામાં નિશાળના માસ્તર જેઓને ત્યાં આપણા ધનાબાઇએ ન્યુસપેપર સાંભળ્યું છે. તેજ માસ્તર નરભેરામ ત્યાં આવી પહોંચ્યા. આપણા માસ્તર નરભેરામ જરા ભણેલા તેમુજ દેશ પરદેશની મુસાફરી કરેલા એટલે હુશીયાર અને પટાવાજ તરીકે પંકાતા. વળી આંટી ગૂટીની બાબતોમાં દરેકને તોડ પીપળી આપતા એટલે ગામના સૌ લોકને તે વ્હાલા અને પ્યારા પ્યારા થઈ પડયા હતા. આપણા માસ્તર નરભેરામ ઘરમાં ઘૂસ્યા કે બન્ને બાઇઓ બોલી ઉઠયાં. આવો માછતર છાહેબ ! પધારો ?

બેઠો ? બેઠો ; કહી કેશવબાઇએ નઈઓ

ગોઠવી આપ્યો. માસ્તર સાહેબ તકીએ બીરાજમાન થયા કે જમના પટેલણે ચાનો કપ લાવી ગોઠવી દીધો.

પ્રિય વાંચક હવે તો આપણા ધનાભાઇના ઘરમાં એક નાનકડી મીજલશ જેવો દેખાવ થઇ રહયો. ત્રણે જણા ચાની રકાબીઓ હાથમાં લઈ સુસવાટા, અને ફુફાડા સાથે ગટકાવવા માંડયાં.

જમના પટેલણે સુડી અને સોપારી લાવી હાજર કર્યા કેશવભાઇ સોપારીના ચુરો કરી સર્વ ભાઇઓને વહેંચવા મંડયા. ધનાભાઇએ પણ વ્હેલા વ્હેલા પરવારી જઇ એક ખાસે મઝાનો મોટટો બાડો વાળી વિવેક કર્યો.

ધનાભાઇ—લો, માછતર છાઓઅો બીડી તણો?

માસ્તર—ઓ બાપરે...આવડી મોટી બીડી? તોબા? તોબા? આપણાથી તો નહિ પીવાય.

(વચમાંજ કેશવભાઇ ચીડાઈ બોલી ઉઠયા)

કેશવભાઇ—હન? છ્છરા ગમાર? હારા હારા ગધેડા? માછતર તે નરી એવડી

મોટી ખોડી તાણી છે કે ? ઇમને તો બછ આમ કેવી નાસ્તા કરવી ? બવગીઆ ખોડી જોઇએ ! લાવ ! લાવ ! હારો ! ઉં વારી આપતો છેમ ?

માસ્તર—તો શું થાર ? કેશવભાઈ ? આપણા ધનાભાઇનું કામ જરા જંગલી જેવું તો ખરૂં !

કેશવભાઇ—તો હું ! હોરો જડઠા જેવો ! કાલ છાંજ ! છાંજતો મુમ્બઈ જવાતેજ માથા ફોડાંતીઆ કરતો છે ! વરી આજે છાંજેજ જવાનું કેતો છે ! એ છહરાનું થાય શું !

માસ્તર—અરે વળી એમ તે કંઇ મુંબઈ જવાતું હશે કે ! સમજ્ન ? ધનાભાઇ સર્વે પછી ! કાગળ બાગળ લખ્યા પછી જજો નહિ તો ખાલી ખરાબ થઇ જશો ! ખબર વિના તમો અજાણ્યા ત્યાં ક્યાં અથડાશો ? બોલો જોઉં ! તમો મુંબઇ જશો ? તે ક્યા સ્ટેશન ઉતરશો ?

ધનાભાઈ—મુમ્બઇના ટેશણે ઉતરા ? ડારૂ એટલું પણ ભૂલી જવાનો કે ? હું માછતર

તમે પણ એ બધાની હાથે મારી મછકરી ઉડાવતા છેઓ !

કેશવભાઇ—નોરડુ ! હારા તારા બાપનું ! મમ્મઇનું વરી ડેશણુજ કાં છે ! હલરા ! તેં તો ચલ્લીરોટનું ! કેમ માસ્તર છાગેખ !

માસ્તર—જીહા ! સ્ટેશન તો ઘણા છે. પણ આપણો ગોપાળ ભૂલેશ્વર લતામાં રહે છે એટલે ચર્નીરોડ ઉતરતું ઠીક પડે.

ધનાભાઇ—ઠીક છે ! આપણે પણ તેં ચલ્લીગેટ ઉતરહુ ! હું છમજ્યા ? જવાના તો આજે છાંજે !

કેશવભાઇ—કોં ! માસ્તર ! આ હારાનું હું કરીએ એ હલરો માનતો ની...ને મારો જીવતો ઉથલ પાથલ થઇ જતો છે ? હારો અચરઇ ઉટ જેવો ! તેં કુથો રવડી જતો રેવાનો છે ?

માસ્તર—અરે એમ ગભરાઈ શું જાવો છો ! એનો પણ રસ્તો કાઢીએ ! એમાં શું મોટી વાત છે ?

રસ્તો કાઢવાની વાત આવી એટલે તો આપણા ધનાભાઈ ખુશી ખુશાલી સાથે પોકારી ઉઠયાં ?

મોરીયો—નીકળશે છે કાકા! અમણાંજ છરકારે કાઇડા છે! તમને હુ ખબર છે? વરી હારાને કોણ જાણે હું પાછને દોડાવતા છે કે બેંજું કરતા આહ્યા! પેલીહા ઘુમીયાજ કરે? આપણુને તો જોઇને ચક્રી આવી જાય!

પટેલ—હારો બીકંણુ." હહરા એવુ ઓય તીયારે તો એવા અક્કડ થઇને ઉભા રીએ! કે હારી ચક્રી હુ આવી જાય! ઉતો બીઉ! કઇ નઈ," હારાની હામેજ થઇ જાઉં? હુ છમજે! તારાછમ તારે ગરે આય."

મોરીયો—અરે જુઠા હડી જાય કાકા! એ બધી તમારી છકુઇની ચાલે ઝાઝું કરો તો હેલા ટાપી-વારા ધપ્પા મારે ચાર—તે પાધડું બાધડું ગબડાવી દે! વરી કાકા! પાડાનું નામ હાંભયરૂ. નામ.

પટેલ—નહી ભાય! હારાનું વરી નામ પણ પાઇડુ છે હુ—

મોરીયો—ઓવે! ઓવે! હારા તીને મોટોકાર કેવા છે. હમજ કે કાકા.

પટેલ—અરે ગમે તેવો મોટોકાર હોય તો શું થીઉં? હારા જો જેની ઉતો છવારી કુધ્ધા કરા! હારાના કાન ઝાલતે કને છડી બેહા! ખુ છમજ્જો! તારાઝમ તારે ગરે આય!

મોરીગો—કાન હોય તીયારે ને—હારો બધેથી બોડોબચ્ચ જેવો આવનો છે, ફેરફાર કંઈ હાવી નથી તો બાય—એવું કંઈ રાખખુ હોયતો તો બધાજ છડી બેહે પણ તાં તો બધુ છાફ ક્લીન છે. નીમરે કાન કે નીમરે ઠીંગડા ને હારાને પુછડું પણ નઈ? જોઓ હોતે તે કાકા? તો કિતો હારો પુંછડેજ ટીંગઈ જતે?

લ્યો આ અજાબત બની ગેઇ? તપાછો! છે આમ છાફ—ક્લીન—! હી..........સુ

લંપાક જેવું.

પટેલે માથે અને દાઢીએ હાથ ફેરવ્યો!

પટેલ—વાહ છાબાછ! દોઝ ખરેખરી બની ગેઇ આતો હારી મમ્મઈનીજ અજાબત! જોતો ખરો પોર્યા! આ ગાલ હું તકતકે! હારી દાડી

તો બપક ! બપક થીયા કરતી છે ! તેએ આ આંઇ તો આય ફેરવીજે ! ધનાભાઇએ મોરીયાનો હાથ ઝાલી માથા ઉપર ફેરવાવ્યો. મારો હા...રો ઉજીઆર ! ઉછતાદ ! કારીગર ઉછતાદ ! ઇમાંતો છક નીભાય !

આ સાંભળી હજામભાઇની ચસ્કી ? મોરીયો ફૂલાયો ? ઠાવકો ચહેરો રાખી બોલી ઉઠયે !

મોરીયો—અરે. કાકા ? ઉછતાદીની હું વાત કરો છો ? ધનુછ બામની બીચમાં અચ્છા અચ્છા છાવકારોને મૂકી લાઇબા ? પણ હહારાનું કીછમતજ કૈંની હારૂં છે. નીતાઆ મોરીયાભાઇ બે પધમાં દાડી બોકતે ગોટ ! દેન ! ફેટ લ્યો છલામ ?

પટેલ—ઓય મારો છછરો બનરેજી લલકારતો દેકુને હું ? અલ્યા પણ તું આવહે કીઆરે ;

મોરીયો—આપ કો તીઆરે આઉં ? ફરમાવો ઉમમ ?

પટેલ—બરોબર છાહા બારે આવ ? વીંદરની વચમાં ક્ષુરીનારાણ થાય તીઆરેહું છમજો ?

સલામ ભરી મોરીયો રવાનો થઇ ગયો આપણા ધનાભાઇ રાધણીમાં ઘૂસ્યા. પટલણની ધમાલ જોઇ ચીડાયા.

પટેલ—આ શું બધી ધમાલ કરી મુકી છે? હાહરી તારે ઘેર કંઇ તાડી ફીરી આવી ગેઈ હું? કંઇ પાપડ તરી કાઇડા છે! ઢેબરાની થોકને થોક છીંચી દીધી છે? એ હારૂ બધું છે હું? શું છમજી.

પટલણ—ઓય શું! મોકણ મારી હારા ચગડોર જેવા! ખબર ની ઓય કે છાંજે મુમ્બઇ જવું છે બાથા વગર ખાહો હું?

પટેલ—મારૂ બાથુ છે? હું? કરો ચોકખ હારો બાણ પીહરો?

પટલણે બાણુ પીરસ્યાં. તઇયાર કરી પટેલ પાસે ગોઠવી દીધું. પટેલ ખાઈ હાથ ધોઈ ઓડકાર ખાતા. આગળ પરસાળમાં આવી પહોંચ્યા. એટલે કેશવભાઇ બુમા બુમ કરતા ઘરમાં ઘૂસ્યા

કેશવભાઇ—કેમરે! આઇલા ખનીયા? આહ્યા પેલીફા ફરીયા કરે તે કંઇ જાઇમો બાઇમો કે હારા ઓચડા?

બે પઈ ઉપર—। જો હાંબર પોર્યો આ તારા ધના કાકા મન્મથ જતા છે ! તીને હાથે રાખજે—ને કુરેતથી હેલી ગાડીમાં હારે બેહાડી દેજે નીતો એ હારો તો રત્ભા જેવો છે !

મોરીગો—નેટલ્હા દોછતી તો આપવો છેમ ? બરાબર ચોકખ બેહારી દેવા. ચાલો અવે નાકીદ કરો ! ટેમ થવા આવી છે.

આપણા ધનાભાઇ કપડાં પહેરવા માંડયા. ઢાકાની કાભ્નુ ધોતીયું દોઢીની કેસોવાળી બંડી ? ઉપર દોટીનુજ બદન તે ઉપર નાનકલાકનો અંગરખો ચઢાવ્યો પાઘડા હાથમાં લઇ સાફસુફ કરી માથે ગોડની અરસીમાં જોઇ આ બાજુ પેલી ફેરવી પણ કાંઈ મન માન્યુ નહી એટલે ધનાભાઇએ પાઘડીને ધીક્કાર આપવા માંડયો.

ધનાભાઇ-હારી આજે વગી તને હું વાનુ ગયું છે ! હડગી કીચરની મથાવીઆ કરતીતી છે આમણાહીં ઝહીને અફારીજ લાગ્યા.

પછી પાઘડી ઓચ્ચારી મ્હેલી ગયાં. એકદમ ટપ દઇને માથા સાથે ચોટી ગઇ ધનાભાઈ ખુશી

ખુશી થતા વહી ઉભા થયા. બારણા પાસે આવી જેવો જોડામાં પગ ઘાલ્યો કે કેશવબાઇ ખીજાઇ જઉ બોલી ઉઠયા.

કેશવબાઇ—મેર છછરા મપેડા હારા—બણુચક આવા જોડા પેરીને તે હારૂ મગ્મ જવાતું હોહે કે હારા કાડી લાખ કાડી લાખ.

ધનાબાઇ—તીઆરે પેર હું ! છછરો ધ્રુંવર ! આપી ગીયો તે હહરા મોચાને તો પાણીનું ટીપું ની ઓય તાં વાકડો જોઇએ ખુ છમજા. હારાએ બધો છવાદ બગાડી લાખ્યો !

કેશવબાઇ—અરે હું એમ બી મગ્યો ! હારૂ એમ તે હું કંઇ છેકજ છતીયાનાછ વરી ગયું છે હું જાતો પોર્યા પેમલા દોડનો દીકરા આપડે ઘેર નારી કાળીને કાયે કે હેલો કાલે નવો જોડા તેલ પાઇ અડારીમાં મુછકા છે તે આપો તો ?

પેમલો ઉઠ ઘલો ઉતવળો ચાલતો થયો એટલે કેશવબાઇએ ધનબાઇને શીખામણ દેવા માંડી.

જો જે હારા તે હંબારજે ગાડીમાં હંઘનો

જુઓ તો નય નાતો કંઇનો કંઇ તણાઇ જાય! એ તો હારી ગાડીનું કંમ રાત ને દાડો ચાલીવાજ કરે વળી કોથરો હાંચવજે!

પેમલો જોડા લઇ આવી પહોંચ્યો વ્હેલા વ્હેલા કેશવભાઇએ હાથમાં લઇ ધનાભાઇના પગ પાસે ગોઠવી દીધા ધનાભાઇએ માંહે પગ ઘાલ્યો અને મોઢું કટાણું કરી પાછો ખેંચી લીધો કેશવભાઇ બોલી ઉઠયા.

કેમ! કેમ! શું થીઉં જાય!

ધનાભાઇ-હરો જરા નડતો છે ખુંચ છમજો

કેશવભાઇ-તીમાં એમ બાયલા જેવા ખી શું ગયો! હાળી હુંભાને દોરી ઘાલ. એતો ઘાર ચ્હોને ભન બેસતું આવી રેહે!

કેશવભાઇના કહેવા પ્રમાણે ધનાભાઇએ જોર કરી જોડા ચઢાવ્યા સૌ બારણે આવ્યા પેમલા દુબળાએ સરસામાનનો કોથળો ગાડામાં મુકી દીધો ધનાભાઇ સૌને આવજો, હાચવજો વગેરે શબ્દો કહેતા ગાડામાં બીરાજમાન થયા મોરીયો પણ બેઠવાઇ ગયો

એ આવજો ! સવને બોલાવજો ફાગર બાગર ! લખજો વીગેરે અનેક તરાહની કોલાહલ વચ્ચે પેમલા દુબળાએ મારો ચાલતો કર્યો. ધનન-ધનન ઘુઘરા ખખડાવતા બળદો ચાલતો થયા એટલે કેશવભાઇએ મોટેથી ધનાભાઇને બલામણુ કરી.

એ હારા રામા ! તેં હભારજે !!

---

## પ્રકરણ ૪ થું.

---

એ છલામ પટેલકાકા ! આવજો

પ્રિય વાંચક, આ જાય પેલો જાય કરતાં માફો પાદર બહાર નીકળી ગયો. પેમલા દુબળાએ ગોધાને લલકારી લેવા માંડયા. પટેલ અને મોરીયો વાતે વળગ્યા.

પટેલ—પોર્યા મોરીયા ! એ હારૂ મમ્મઇ બઉ વખણાતુ છે તે કેવુક છે.

મોરીયો—અરે કામ હુ વાત કરું બાછ જાણે પરમેશ્વરને તેનું છરમછાનજ છમજો ! ભારે મોટું ભપકા વારૂં ગામ જો જો તો ખરા. બધુ જોઇ જોઇને તમને તો હારી ભડક પેઠી જછે ! ભડક !

પટેલ—જા ! જા ! હારા ઉતે કંઈ એવો બાયલો છેમ જેહારીને પેછવા દઉં હારી આવે કે ઝાલીને અફારીજ નાંખુ ! છુ છમજ્યા !

મોરીયો—એનો તઠ પેંછાડો તીઆરેજ ખબડ

પડહે ! હારૂં અક્કરઇ અક્કરઇને ગુંગરઇ જવાપ ! ઉં હારો આક્કરાઇને ભાયગો ને કે તારી માનુ મમ્મદ પંચણું હત્ત તેરીકી હારુ કંઇની હારૂ !

પટેલ—એછ એછ હારા ડોબ્બા ! મમ્મદ ! એતો મમ્મદયજ છે ! છું છમજ્જે !

એમ સટર પટર વાતોના સપાટામાં બારડોલીનું સ્ટેશન આવી પહોંચ્યું. પેમલા દુબળાએ માફો ઉભો રાખ્યો. ધનાભાઇ અને મોરીયો ઉતરી પડયા. પેમલાએ બળદ છોડી માફાના પૈડા સાથે બાંધી દઇ માથે કોથળો ઉપાડી લીધો. ત્રણે જણા સ્ટેશન ઉપર આવ્યા. મોરીયાએ ટીકીટો લીધી. દરવાજે કપાવી અંદર ઘુસ્યા–ગાડીનો વખત ભરાઇ ગયો હતો. પેસેન્જરોની ધમાલ વચ્ચે ગોટા ઉડાવતી ગાડી. સુસવાડા બોલાવતી સ્ટેશન ઉપર આવી ઉભી રહી, પેસેન્જરોની ચઢ ઉતર સરૂ થઇ. આપણા મોરીયાએ પણ ધનાભાઈ સાથે કોથળો લઇ એક ખાનામાં ઘુસી જઇ બારણું બંધ કર્યું. ?

ગરમ ચેવડા! સુરતની બરફી! ગુલાબજાંબુ? સકરપાળે ચાઇ ગરમ? પાનની પટ્ટી લાલમલાલ? બ્રાહ્મણીયા પાણી! તલ્લક બીડી!

વીગેરેના અવાજોના પોકાર વચ્ચે ટન. ટન ટન. ટન. ઘંટાનો ઘોષકણું ગોચર થયો. સીટ સીટ સીટીની સાથે ગાડી ચાલતી થઇ! આપણા ધનાભાઇ સવડ કરી પ્લાન ફોર્મ ઉપર પાઘડી બાજુમાં રાખી બેસી ગયા. ખાસો મજાનો બીડો વાળી સળગાવી ધુમાડાના ગોટા ઉડાવતા બોલી ઉઠયા!

પટેલ—જોયું પોર્યા! આપણુ ઉંચા કેવા બનાઇવા છે. હારની જોઇએ ઘોડુ કે ની જોઇએ ગધેડુ ચાવી ચડાવી કે બચ્ચ સુરરરર...સપ દેતું ચાલ્હુ? હ્યુ છમજ્ને?

મોરીયો—તો હું હારુ એ કાકા આપડી ગાલ્લીનું અંજીર કંઇ ચાવી આપ્યાનુ નથી. ઇમાં તો હારા કોલછા બારીને દોડાવતા છે.

પટેલ—હ એમજ દેહુ મોરીયા બાપડી રેકડીને

થઇ. કેમ રેમ આ હારી નાડી હેવુ ઝાડ દેખી ભડકી કે હુ જોયો પેર્યો.

મોરીઓ—હારા તમે તો છેક ડફોર જેવાજ દેખુ બેઠા તીયારના હારા ગાંડા જેવાજ થઇ ગીયા છો. હારુ એટલામાંજ આમ બાવરા બની ગીયા છો. તે તેં મમ્બઇમાં તમારો હું વેઠ થહે કાકા ડાચુ વલ્લુ થેઇ જતુ રેવાનુ છે

પટેલ—અરે હુ વલ્લુ થેં જાય હારાને એવું જોરથી ભીડી રાખુ કે બછ દુશમન માફક હુ છમજો

મોરીઓ—તે તો તાંજ ખબર પડહે તો—। પાછા આવછો તીયારે છલામ કરેહુ

પટેલ—હ ! પોર્યા મોરીયા. આ હધા લોકો વાતો કરતા છે કે મમ્બઇ-આમમાં વાડાનું તો નામજ નીમળે. તીઆરે હારા ઢોર કંઇ ચરતા એહે ઢોર

મોરીઓ—હા તમારીફી.....મુમ્બઇના ઢોર તે વરી ઘાહ ચરતા ઓહેકે અરે એતો હહરા આમ કેવું કેવુ આવ !

એમ ગપ્પામાં ગપ્પામાં ગાડી ઠેઠ સુરત સ્ટેશનની નજીક આવી પહોંચી. મીલના ભુંગળાં અને મે હું ટાવર દેખાવવા માંડયું—આગળથી વળી મીલનું ભુંગળું બતાવી ધનાબાપ બોલ્યા.

પટેલ—અધધધ .. .... બાપરે ..ઓહો ..કેવું ઉંચું ? કેવું ને મોટું ; મોટું શું દેખાતું છે !

મોરીયો—(મુસ્કરાઈ) એજ ભુંગળ પણ ખબર ની દેઉં-જાઓ-જાઓ પટેલકાકા તમે તો છેક ગાંઘા જેવા છે !

પટેલ—કેમ હારા ડાહ્યાનો કે હું હારા અક્કલો તારો બાપ હરરા મને હું ખબર હારુ સુરત આવું છે. આતો હારૂ ઉંચું ઉંચું ને લાંબુ તુંગીયા જેવું છે આવું સુરત અનો કંઈ ની હારુ ! ધત્તનેગીકી છુ છમજ્જે એટલે તો ધરરરરરર...... કરતી ગાડી સુરત સ્ટેશન ઉપર આવી- ઉભી મજુર! મજુર! શેઠ મજુર! એ હરીલાલ આ બાજુ વીગેરે અનેક તરફથી કોલાહલ મચી રહી મોરીયાએ પટેલને કહ્યું ?

મોરીયો—એકાકા ? સુરત આવ્યું !

માસ્તર ઍબ્રહમ ચીડાય ગયા.

ઓ યુ ડેમ રાસકલ

કહી એક ધક્કો માર્યો એટલે ગપલ્ઇ આપણા ધનાભાઇ દરવાજા બ્હાર નીકળી ગયા. મે.ર.ચો ટીકીટ આપી પાછળ સરકી આવ્યો.

ધીરે ધીરે ધનાભાઇને કુવા પાસે લઇ કોથળો ઉપરની મોરીયો બોલી ઉઠ્યો ?

મોરીયો—એ કાકા! લાવો એ હું પાણી ભરી લાઉં-તમે જરા નાહતો ખાઇનો કરી લો પેલી ગારી અમણા આવી પોગહે?

પટેલે મોરીયાના કહેવા મુજબ લોટો કાઢી આપ્યો મોરીયો લોટા લઇ-ચાલતો થયો. એટલે ધનાભાઇએ નાસ્તાના બે ભાણા તૈયાર કર્યા-મોરીયો આવી પહોંચ્યો અને જણા નાસ્તો કરવા બેસી ગયા.

આપણા ધનાભાઇએ ઉતાવળને લીધે ઢેબરાને ભાંગ્યા વગરજ આખુંને આખું કાંસીકુસી મોઢામાં ઠેકવી દેવા માંડ્યું મોરીયો પણ વખાણી વખાણી મોળ પાપડી ગપગપ ગટકાવવા મંડ્યો. એટલામાં

ટન-ટન-ટન-ટન ઘંટાનો અવાજ સંભળાયો મોરાયો બોલી ઉઠયો.

એ કાકા ઉતરો ઉતરો કુ હેલી આવી પોંચી.

પટેલ એકદમ હાથ ઘોસ નાંખ્યા. મોરીયો પટેલની રહેલી ગોરપાપડી ગલોફામાં ઘાલી લોટો લઇ ચાલતો થયો ઉપર ધુમાડા બોલાવતી ગાડી આવી ઉભી રહી મોરીયાને ગોળપાપડી ચાવતાવાર થઇ એટલે ધનાભાઇનો ગભરાટની સાથે બકબકાટ ચાલુ થયો.

પટેલ—એ હારો ગીગો કંઈ? હહરો રવડાવી મરહે કે હું! કે હારાનુ હજુ-ઠેકાણું એ તારૂ છતીવાનાછ થાયરે આહારા હયાં મ્હડી આઇલા! ઉં છેલ્લો જરા તે બેહાઓ કંમ! એથીયુ હુ-હહ રીનો કેડ માથું મુડવા બેસી ગયો કે હું?

એટલામાં ટનટન, ટન.ટનન-ફરી ઘંટ વાગ્યો અને સામેથી મોરીયો દેખાયો. ધનાભાઈ મોટેથી બુમ પાડી ઉઠયા

એહારા અભરડી કાડ! ગબરડી હારી ચાલી જતી છે! હાંફલો હાંફલો મોરીયો આવી પહોંચ્યો

# પ્રકરણ ૫ મું.

---

હત તારા પરમેહરની! કંઇની હારે.

પ્રિય વાંચક પવન વેગે ગાડી સુરતનુ સ્ટેશન છોડી પસાર થઇ ગઇ મોરીગો ટગર, ટગર, જોતો વીલે મોઢે પાછો ફર્યો. આપણા ધનાભાઇ મુંબઈ તરફ ચાલવા માંડયા

ધનાભાઇના કમ્પાર્ટમેન્ટમાં તેઓ સાથે ફકત ત્રણજ પેસનજરો હતા. જેમાં એક ચરોતર જીલ્લાના પાટીદાર ગ્રહસ્થ મોહનલાલ અને બીજા તેઓના મિત્ર ભુલાભાઇ હતા. આ બંને પાટીદાર ગ્રહસ્થો જ્ઞાતિ અભિમાન સારૂ ધરાવતા-ભાઇઓની જીંદગી સુધારવા તેઓ એ એક પાટીદાર સુધારક સમાજ સ્થાપી હતી. જેમાં પ્રમુખસ્થાન અને સેક્રેટરીનો હોદો આપણા મોહનલાલ ભોગવતા.

આ બાજુ ધનાભાઇ તો બેઠા ત્યારના હાથો ખોળામાં રાખી-એકીટસે બત્તીની સામે ટગર ટગર જોઇ રહ્યા છે.

આ નવા મેકરના માણસને જોઇ આપણા

મોહનલાલ અને ભુલાભાઈ વીચારમાં પડી ગયા ઝટ કેસબો લાવવા મોહનલાલે ધનાભાઈને પ્રશ્ન કર્યો ?

મોહનલાલ—ભાઇ આપનુ નામ શું કયાં પધારો

ધનાભાઇ—મારૂ નામ ધનો અમે મુમબઈ જતા છીએ બાપ

મોહનલાલ—ઠીક ભલે કયાં ઉતરવાના છો!

ધનાભાઇ—એ હારૂ તૈજ તો હેલુ હુ કેવાનુ ચલ્લીગેટ ચલ્લીગેટ

મોહનલાલ અને ભુલાભાઇ હસી પડયા વધારે જાણવાની ઇચ્છા સાથી મોહનલાલે ફરી ધનાભાઇને સવાલ કર્યો

મોહનલાલ—ઠીક ત્યાર તો આપણો સંગાથ છે. વારૂ મુંબઇ શા માટે પધારો છો કયાંના ન્યાને કેવા છો.

ધનાભાઇ—ઓ બાપરે હાડ આટલુ લાંબુ લપઝીંદર જેવુ પુછો તે ઉ હારો ગામડીઓ હી રીતે જવાબ આલુ તમે તો માસ્તર છીઓ ને ઉતો હારો ગામડયો છેમ હુ છમજા જે ઓક

સુધારક સમાજના સેક્રેટરી કેમ આમ સુક ભાઇ ભણા, પુછો તોખરા ભાઇ નેકે તેઓ બેઠવા, પાટીદાર છે કે કડવા

મોહનલાલ—ઠીક ભાઇ ઠીક કરો મશ્કરી તમારો વખત છે વારૂ ધનાભાઇ આપ લેઉવા પાટીદાર છો કે કડવા

ધનાભાઇ—કોણુ ક્યારો કડવા છે એ કડવાનું તમારે તે? શુ છમજા અમે તો છારા માણસ છીએ ખબરની ઓય—અમારી નો મો.........ટી નીયત છે ને એવુ હાઉ કે બચ્ચા આમ બારમાપર બારમા ઉડે—લાડુ હેવા ગોર ગોર? ને ગઘરા ગઘરા આવતા છે તે" હારા લાડવા? શુ છમજા ને વરી કુદરતના છવાટા ની હાંભગ ઓ! તાંતો એતું હારૂ આમ—અઝ દોક્રો મરી ગીયો કે ધારી દુધપાક? દોકી મરી ગઇ કે મગજ દુધપાક? શું છમજા? ને વરી એનુ હારૂ કે વડ પછંડ ની પડી કે હેવા કાગરીયાપર બેઇ કરી દેવાની કે ખવાછ. છુટાછેડા શું છમજા? છે તમારે તે એવુ! ધંટા ઓય તીયારે?

આ મોટું લાંબુ ને લાંબુ લેક્ચર સાંભળી

મોહનલાલ અને ભુલાભાઇ ખુબ હસ્યા હસતાજ મોહનલાલ બોલીયા. ?

મોહનલાલ—ભુલાભાઇ ? આ ગમાર કહે છે શું ?

ભુલાભાઇ—સત્ય કહે છે ભાઇ. અક્ષરે અક્ષર સાચો કહું છે મરણની મુખાકાતીની મો......ટી ન્યાત જમાડે તેનું નામ જાડેખાં ? વળી એ ચાર બેરી અદસે ત્યારે તો સુરતના પાટીદાર અહરતી ગણત્રીમાં આવે ? ભાઇ સુરતની સુરત પપ્પાઓનું પીજણુ તો વાણું હાંસુ કે વળી આગળ કોઇ વખત તારામનાં વાત

મોહનલાલ—વારુ ઠીક બસે ! ભુલાભાઇ? મારા ધારવા પ્રમાણે સુરતના કેહવા પાટીદાર કરતાં અમદાવાદી કડવા પાટીદાર કાંઇ સુધરેલા ખરા !

ભુલાભાઇ—તો ! વાહ બાપો શું બિચારા કેહવા પાટીદાર બંધુઓએ મરણની ભોજન કોયાનો પ્રચાર બંધ કર્યો ત્યારે આપણા સુધરેલા બંધુઓએ દશાના લાડુ અને અગીયારમાના દુધપાક પુરી ઉડાવવા ચાર કર્યા કહો કેવા બહાદુર છે !

મોહનલાલ—શું કહ્યું બાઇ હમા અને જગી-
વારમાં તે વળી શું?

ધનાબાઇ—એ બધીએ હું તમને આગળ મુબઇમાં કોઇ દીવસ ફુરસદે વાત કરીશ. હાલ તો આ બિચારા "આગડીયા મજુર"નો કોથળો ઉતરાવો નહિ તો મુંબઇ પહોંચતા અડધો થઇ જશે.

મોહનલાલ—ભલે બાઇ જેવી આપની મરજી ધનાબાઈ આ કોથળો ખોળામાંથી નીચે મુકી દોને. ખાલી શા માટે ભાર ઉપાડી રહયા છો.

ધનાબાઈ—હું કેના છેઓ? કોથળો નીચે મકું? હાહરાઓને ખબર ની ઓય કે અંદર જોખમ ભરેલું છે.

મોહનલાલ—એમ ખીજાઇ શું જાઓ છો જોખમ હોય તે કાઢી ઓસીકે મુકો પણ બીજુ સામાન તો નીચે રખી દયો ભલા માણસ તમને બેસવું સુગમ પડશે.

ધનાબાઇ—અ—હં નીરે બાઇ હાર બધુંજ જોખમ! કાડુ છુ ને રેવા હું દઉં

મોહનલાલ—વાહ એટલુ બધુ તે શુ જોખમ

આણો કોથળો ભરી ઉપાડી લાવ્યા છો ?

ધનાભાઈ–હું કેમ હારૂ ? જુઓ ગણો ઢેબરા છે ? તરેલા પાપડને ચુરે છે ? ગોરપાપડી છે ? વરી બે ચાર જાતના આથણાં છે છુ છમજા ?

મોહનલાલ–બધું સમજા મહેરબાની કરી રાખી દયો કોથળો નીચે જાઓ તમારા એ સામાનનું જેખમ મારે માથે તમને તમારો કોથળો ચર્ની-રોડને સ્ટેશને સહીસલામત સોંપવો પછી છે કાંઇ વાંધો હવે આ વચન.

મોહનલાલે ધના પટેલને વચન આપ્યું એટલે કોથળો નાચે મુકી પટેલ બત્તી સામે આંગળી કરી બોલી ઉઠયા—

એ ભય ઓ હે.....હું લપક લપક થાયા કરતુ છે તે હુ છે ? દાઢ કીયાનું ઉ બેઠો લીયાનું લસકીયાંજ કરતુ છે ? ભલીભલી જાતના જાનવર જેયા પણ આવું તો હાઢ દીઠેલુજ નઈ ? હુ છમજા ? હારી વીલાતી ચકલી છે કે હુ ?

મોહનભાઈ તથા મુલાભાઈ ખડખડ હસી પડ્યા વાદ ખુબ કરી ધનાભાઇ આભાર કરી ખતમ

કરી નાંખી પનારા જેવા પેસેન્જર અમને અમારી જીંદગીમાં મલ્યો નથી. હસાવી હસાવી અમારો જીવ લેવા ધાર્યું છે કે શું છે? ભલા માણસ એ તો બત્તી છે બત્તી દીવો.

પટેલ-ઓયનો? ધુમો કંઇ નીકરતો. ગાછતોલના ખડીયામાંથી તો ધુમો નીકરે ધુમો ! શું જમજા ? આતો હારૂ તમે મને ફગાવતા હૈઓ.

મોહનલાલ-તે આતે શું કાંઇ ગ્યસલેટનો ખડીયો છે જે ધુમાડો નીકળે. આતો ઇલેક્ટ્રીક ! ઇલેક્ટ્રીક.

પટેલ-ઓય તારી! માની એક અસનરી ફાડુ ! હારી આની ? વાહરે બાપ વાહ ! હહરી ગાડીવારી છરકાર તેનો કંઈ કઇ બનાવી લાખ્યું દેખુ ? શું છ મજા

એટલામાં વાયુવેગે વહન કરતી પેસેન્જર ટ્રેન દમણ સ્ટેશન ઉપર આવી ઉભી રહી. ધનાભાઇ ગભરાઇ બોલી ઉઠયા હારૂ આઇતું કે હું !

મોહનલાલ-નહિ ભાઇ આતો દમણ છે મુંબઇ નો સવારમાં આવશે હવે સુખેથી સુઇ જાઓ

જુવો વખત ઘણો થઇ ગયો છે એમ કહી આપણા મોહનલાલ અને ભુલાભાઇ પોતાના બીસ્તરા ઉપર સુઇ ગયા.

ધનાભાઇ પણ એક બાજુ સુતા સુતા વિચાર કરવા લાગ્યા.

હવારમાં હારૂં મગજમાં આવશે આપડે તો તાં શેઠ બખેજ ઉતર છું! શાલડુ પણ ડુરતી! હારી હવાર કેમની પડતી! હારો પરમેસર પણ ઉંધો હેઠું-વેશો હવાર પાડનોની? એ હારી અજુ પડી નહીં—

હવે તારા પરમેસરની! કંપની હારી

એમ લવારો કરતા આપણા ધનાભાઇ નિંદ્રા-દેવીને આધીન થયા હવે સાહેબજી હવે તો મળશે ધનાભાઇને મુંબઇમાં

(સંપૂર્ણ.)

સુરત સ્ટેશન રોડ, પોલીસ લાઈન સામે આવેલા ભારત પ્રી. પ્રેસમાં મંગળદાસ જેકીશનદાસે છાપી.





# ફલનો ઓથમીર

અથવા

# ગામડીયો ગમાર.

કી. ૦-૪-૦






# ક્કલનો ઓથમીર

અથવા

# ગામડીયો ગમાર.

કી. ૦-૪-૦

